ખંડ : ૨ :

## પ્રકરણ : ૭:

## નાથસાહિત્ય

<u>નવનાથ:</u> નવનાથોમાંની જેમની ગણતરી થાય છે એવા ૧. આદિનાથ ૨. મત્સ્યેન્દ્રનાથ ૩. ગોરખનાથ ૪. ગાહિણીનાથ ૫. ચર્પટનાથ ૬. ચૌરંગીનાથ ૭. જલંદ્રનાથ કે જાલંધરનાથ ૮. ભર્તુનાથ કે ભર્તૃહરિ કે ભરથરી ૯. ગોપીચંદનાથ.

આ પ્રત્યેકનું જીવનચરિત્રાત્મક સાહિત્ય કે ભજનો વિષે - પ્રમાણબધ્ધમાહિતી ઉપલબ્ધ નથી. એમના સંબંધે ઐતિહાસિક રીતે સંતોષકારક ગણી શકાય એવી હકીકતો મળતી નથી. કેટલાકનું ચરિત્રાત્મક સાહિત્ય મળે છે, એમાં પણ ઐતિહાસિક સત્યો જળવાયાં નથી. એટલે કેવળ દંતકથા, લોકકથા અને ભજનોરૂપે લોકકંઠમાં વહેતાં સાહિત્ય દ્વારા આપી છે. નવનાથનો જે થોડોક પરિચય થાય છે એની ટૂંકી રેખા નીચે આપી છે.

<u>આદિનાથ:</u> નાથપંથના સર્વપ્રથમ આચાર્ય તરીકે એમની ગણતરી છે. શિવના એક અવતાર સમી એમની નાથપંથીઓ માનાર્હ ગણના કરે છે. એથી એક માન્યતા પ્રચલિત થઇ છે કે શિવ પોતે જ નાથપંથના આચાર્ય છે.

<u>મત્સ્યેન્દ્રનાથ:</u> મીનનાથ કે મછંદરનાથ તરીકે ગોરખનાથના ગુરૂ - મત્સ્યેન્દ્રનાથ પ્રસિધ્ધ છે. બૌધ્ધો બોધિસત્ત્વ અવલોકિતેશ્વરના નામથી પણ તે જાણીતા છે. નેપાળમાં એમનું ગુરૂસ્થાન છે. દંતકથા પ્રમાણે તેણે આદિનાથ પાસેથી શિક્ષાપ્રાપ્ત કરી છે. બાર વર્ષ સુધી કામરૂપ:આસામ: માં નારીબંધનમાં એ રહેલા ને એમના શિષ્ય ગોરખનાથે એ બંધનમાંથી એમને છોડાવ્યા હતા એવી કથા છે. આ સંબંધી રાજસ્થાની અસરવાળું એક ભજન મછંદરનાથના નામથી નોંધાયું છે:

જલ કુ ચાહે મછલી, ઘણ કુ ચાહે મોર.
સેવક ચાહે રામ કૂ જ્યોં ચંતવત ચન્દ ચકોર.
યોં સ્વારથ કો ઝગડો , સ્વારથ છાંડિ ન જાય.
જબ ગોરખ કિરપા કરી, મ્હારો મનવો સમઝાયો જાય.
જોગી સોઇ જોગી રે, જુગતરહે ઉદાસ,
તાત નિરંજણ પાઇયા, યો કહે મચ્છંદરનાથ.[1]

મચ્છંદરનાથનું એક ભજન ગુજરાતમાં ભજનમંડળીઓમાં ક્યારેક ગવાતું હોય છે:

"સમજ મન પાણી ભરતી પાણીયારી રે હો હો જી.
ભરતી સન્યાબેરી, સમજ મન પાણી ભરતી પાણીયારી રે.
લવ કરી લેહેર ઊન રહી બન્દા ગમ કરી ગાગરધારી.
લવ સત સંગ શબદ શું ઝુરે, તો ઊન મન ઘુંઘટવાલી. —સમજમન
અગમ નિગમ દોનું ખડા પાવઠા બન્દા,
ડોલ કુવા બીચે ડાલી રે... હો.... હોજી.
હેલો મારીને ભરે જલ પાણી, તો જલહલ જોત દરશાલી—સમજમન
સરખે સરખી મલી સાહેલી બન્દા, સુરત સુરત પાણીયારી રે.
હળીમળીને ભરે જલ પાણી, તો પિવન્તાં લાગી તાળી—સમજમન
દૂર મત છોડો દૂબજા રાણી બંદા, કબુધ્ધિ નણંદ અટારી રે
મારી એક લાત હટાઇ સસરે કુ તો ભાગી સાસુડી ઠગારી—સમજમન
અધર તખત પર આસના ઉતરા બંદા, અધ્ધર ખેલે અટારી રે
કહે "મચ્છંદર" સુણો જતી ગોરખા, કોણ પુરુષ કોણ નારી—સમજમન"

ગાહિણીનાથ: ગોરખનાથના શિષ્ય તરીકે ગાહિણીનાથ કે ગૈનીનાથને સ્મરવામાં આવે છે. એનો સમય બારમી તેરમી શતાબ્દીનો કેટલાકના મતે છે.

---

1. ગોરખનાથ એન્ડ મિડીવલ હિન્દુ મિસ્ટિસિઝમ—ડો. મોહનસિંહ :લાહોર ૧૯૩૭: પરિશિષ્ટ પૃ.૭.૨.

**ચર્પટનાથ:** બ્રાહ્મણ કુળમાં ચર્પટનાથનો જન્મ છે. કેટલાક એમને ગોરખનાથના તો કેટલાક એમને બાલાનાથના શિષ્ય ગણે છે. ચર્પટનાથનું નીચેનું ભજન જુઓ:[2]

એક કલાલ પટા એક ચેત પટા, એક તિલક જનેઉ લમક લટા,
જબ લહીં ઊલટી પ્રાણ ઘટા, તબ ચરપટ ભૂલે પેટ નટા ।
જબ આવેગી કાલ ઘટા, તબ છોડિ જાઇગે લટા પટા.
સુણિ સિખવંતી સુણિ પતિવંતી ઇસ જગ મહિ કૈસે રહણાં.
અંખી દેખત, કંણી સુનણ, મુખ સૌ કછૂ ન કહણા
બકતે આગે શ્રોતા હોઇ રહુ ધીક આગે મસકીના
ગુરુ આગે ચેલા હોઇબો એ હા બાત પરબીના
મન મહિ રહના ભેદ ન કહના બોલિબો અમૃત બાની
અગલા અગન હોઇબા ઔધૂ આપ હોઇબા પાની
ઇહુ સંસાર કટિકોં કી બાડી નિરખ નિરખ પગુ ધરના
ચરપટ કહૈ સુનહુ રે સિધો હઠિ કરિ તપુ નહિ કરના.
જાણિ કે અજાણિ હોય બાત તૂ લે પછાણિ.
ચેલે હોઇઆં લાભુ હોઇગા ગુરુ હોઇઆં હાંન
અંદરિ ગગા બાહરિ ગદા, તૂ કી ભૂલિયો ચરપટ ચધા.

આ ભજનના ઉપદેશાત્મક અંશો ધ્યાન ખેંચે છે.

**ચૌરંગીનાથ:** ભકત પુરણના નામથી પ્રસિધ્ધ થયેલા ચૌરંગીનાથ ગોરખનાથના શિષ્ય હતા, એમ કહેવાય છે. સિયાલકોટના રાજા શાલિવાહનનો એ પુત્ર હોવાની દંતકથા છે.

**જાલેન્દ્રનાથ:** ગોપીચંદના ગુરુ જાલેન્દ્રનાથ કે જાલંધરનાથ હતા. એમના જેમાં ઉલ્લેખો હોય એવા ભજનો મળે છે. કથાત્મક ભજનોના સંદર્ભમાં ગોપીચંદના ઉલ્લેખમાં જાલંધરનાથ વિષે આગળ થોડી ચર્ચા કરી છે.

---

૨. ડો. મોહનસિંહ "ગોરખનાથ એન્ડ મિડીવલ હિન્દુ મિસ્ટિસિઝમ" પરિશિષ્ટ : ૨૩.

ભર્તૃહરિ, ભર્તુનાથ કે ભરથરી અને ગોપીચંદનાથનો પણ કથાત્મક ભજનોમાં આગળ ઉલ્લેખન થઇ ગયો છે એટલે વિસ્તારભયે અહીં વિશેષ ચર્ચા કરી નથી.

ગોપીચંદના નામનું એક ગુજરાતી ભજન છે, જેમાં ભર્તૃહરિની કથાના અંશો સંમિશ્રિત થઇ ગયા છે:

"આજ લેર લાગી રે જોગસર, ભુપત ભયા રે બેરાગી — ટેક
હસ્તિ બી છોડયા, ગુરુ મૈં બસતિ બી છોડી,
માયા મતલબ મેલ્યાં ત્યાગી રે આજ....
સેજ તરાયુને ગુરુજી ઢોલિયા પણ છોડયા,
છોડી છે પિંગલાવતી રાણી જી, આજ....
બાર બાર બરસ ગુરુજી બનબાસ સેવ્યા, તેરમેં બરસે કાયા ત્યાગીજી. આ
ગુરુને પરતાપે રાજાગોપીચંદ બોલ્યા, જનમમરણની ભે ભાગી.. આજ.."

આવું જ આત્મકથાના અંશો પ્રગટાવતું "રાણી અમને મલ્યા – ગોરખનાથ" પણ એટલું જ લોકપ્રિય છે:

"રાણી અમને મલ્યા ગોરખનાથ, મલ્યા ગોરખનાથ અમને મલ્યા શંભુ રે નાથજી.
ભમ્મર ગુફામાં એક તપસી બેઠો, ઇ દેવર કેરો નાથ જી.
ઇ બાવો રે અમને અમર કરે રે, શિર પર ધરશે હાથ.. રાણી અમને
મોતિયું ઊતારીને મોલુમાં ધરિયાં ને કાનમાં મુંદરા નાખી જી.
સોનેરી વાઘા તારા અંગથી ઉતર્યાં તો, ઝોરી ઝંડો લીધા હાથ..
રાણી અમને.

આબુ શિખરને પહાડમાં રે મલિયા પશ્ચમ કેરા નાથ,
ઢાકા બંગાળામાં અજવાળા ને, દીપક રહિયાની મંથ–રાણી અમને
માયાનો વારો ને, મમતાને ઠારોને, રખ્યા કરે ભોળાનાથ જી.
ગુરુને પરતાપે બોલ્યા રાજા "ગોપીચંદ", કીધી અગમ કેરી વાત...
રાણી અમને.."

—આ ભજનમાં "પછમ કેરા નાથ" એવો ગોરખનાથને માટેનો ઉલ્લેખ એ પશ્ચિમ ભારતના હતા એમ દર્શાવે છે.

ગોપીચંદના ગુરુ તરીકે ગોરખ કે જાલંધર એ પ્રશ્ન રહે છે. "મુને હારે લેતો જાને રાજા ભરથરી જી"માં એ ભજનમાં "જાલંધરનાથના ચરણમાં રે જી, ગાઇ ગોપીચંદ દાસ રે" —એમ ઉલ્લેખ છે. એ ભજન ગોપીચંદનું ગણવું કે ભરથરીનું લેખવું એ પણ પ્રશ્ન છે. વસ્તુસ્થિતિ ગમે તે હોય પણ એ ભજન બંનેના જીવનપ્રસંગોને સ્પર્શી લેતું લોકકંઠમાં વહેતું રહ્યું છે એ હકીકત છે.

નાથપંથી યોગીઓ રાજસ્થાન અને પંજાબ તરફ પોતાનો પ્રચાર કરતા હતા એવું અનુમાન છે. ઉપરાંત તેની ભાષા શુધ્ધ ડિંગલ હતી નહીં; એમાં પંજાબી અને અવધિ આદિ પ્રાચીન ઉત્તર-ભારતીય બોલીઓનું સંમિશ્રણ છે. "ગોરખબાની"ના સંગૃહીત પદો એની પ્રતીતી કરાવે છે.

સિધ્ધ નાથોના સાહિત્યમાંની ભાવનાઓ હિંદી, ગુજરાતી આદિ ભજનોમાં સમ્મિલિત થયેલી છે. એનું દૃષ્ટાંત નીચેના અવતરણો પરથી મળી રહે છે:[3]

૧. યહ સંસાર કુબધિકા ખેત, જલ લગિ જીવે તલ લગિ ચેત
અંખ્યાં દેખે, કાન સુણે, જૈસા બાહે વૈસા લુણૈ—જલંધરનાથ.

૨. રાવલ તેજે ચાલૈ રાહ, ઉલટી લહરિ સમાવૈમાંહ.
પંચતત્ત કા જાણૈ ભેવ, તે તો રાવલ પરતિખ દેવ—ચોડાચોલી

૩. મારિબા તૌ મન મીર મારિબા, લુટિબા પવન ભંડાર
સાધિબા તૌ પંચ તત સાધિબા, સેઇબા તો નિરંજન નિરાકારં
—ચોરંગીનાથ.

૪. સગો નહીં સંસાર, ચિત નહીં આવૈ બેરી
નૃભય હોઇ નિસંક હરિષ મૈં હાર્યો કબેરી—કણેરી પાવ.

3. "હિન્દી કવિતા મેં યોગ પ્રવાહ", નાગરી પ્રચારિણી પત્રિકા — ભાગ ૧૧ અંક ૪ પૃ: ૩૯૮ તથા ૪૦૦—૨.

૫. ચરપટ ચીર ચક્ર મન કંથા, ચિત્ત ચમાઊ કરના
ઐસી કરની કરૌ અવધૂ, જ્યૂં બહુરિ ન હોઇ મરના —
ચરપટનાથ

૬. દેવલ ભયે દિસંતરી, સબ જગ દેખ્યા જોઇ
નાદી વેદી બહુ મિલૈં, ભેદી મિલૈ ન કોઇ —દેવલનાથ

૭. પાતાલ કી મીંડકી અકાશ જંત્ર બાજૈ
ચંદ સૂરજ મિલૈ તહીં ગંગ જમુન ગીત ગાવૈ —ગરીબનાથ

**ગોરખનાથ:**

નાથપંથમાં ગોરખનાથ, નવ નાથમાંના એક છે. એમનું સાંપ્રદાયિક ને સિધ્ધાંતલક્ષી નવસંસ્કરણ નાથપંથીઓમાં અનન્ય લેખાયું છે. અહીં તો એમની "અલખ" જગાવતી ભજનવાનીનો જ આપણે પરિચય સાધવાનો છે.

"અલખ" નાથપંથીઓ ભિક્ષા સમયે જે ગાન છેડે છે તે ગીતોને અલખની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. એમાં ગોપીચંદ, ભરથરી, ગોરખ અને મેનાવતીની કથાત્મક ભજનવાની વહે છે. રાજસ્થાન ને માળવામાં આવી અલખગાન ગાતી મંડળીઓ જાણીતી છે. ગુજરાતમાં પણ આવી મંડળીઓ છે.

ગુજરાતને ગોરખનાથ સાથે ભજનવાણીથી દ્વારા નાતો બંધાયો છે. એની ભજનસૃષ્ટિનો ઉગમ નાથપંથ હોવાથી એ પંથની અને ગોરખનાથના જીવનની ચર્ચા કરવી આવશ્યક છે. વળી ગોરખનાથ અને નાથ સાહિત્યની અસર કબીર અને કબીરપંથી અનુયાયીઓ પર પણ ઘણી છે એ રીતે સમગ્ર ભારતની સંતપરંપરાને ગોરખવાની સાથે સીધો યા આડકતરો પણ વ્યાપક સંબંધ છે. એ અસર ગુજરાતે પણ ઝીલી છે.

ગોરખનાથના જન્મ, મૃત્યુ અને જીવનચર્યા સંબંધી ઘણો વાદવિવાદ થયો છે અને એ વિષે ઘણી અનિશ્ચિતતાઓ પણ છે.[૪] કેટલાક અયોધ્યા આસપાસના પ્રદેશને તેમનું જન્મસ્થળ ગણે છે. કોઇ પશ્ચિમ ભારતને, તો વળી કોઇ હિમાચલ પ્રદેશના ગોરખપુરને એમનું જન્મસ્થાન ગણે છે.

૪. ભારતીય દંતકથાઓમાં શ્રી ગોરખનાથ સર્વવ્યાપક અને સર્વશક્તિમાન માનવામાં આવે છે. તે મત્સ્યેંદ્રનાથના પ્રતિદ્વન્દ્વી હતા અને ગોરખા રાજ્યના સંરક્ષક સંત હતા. મત્સ્યેન્દ્રનાથથી રક્ષિત નેપાળ રાજ્યને અનેક વર્ષોની તપશ્ચર્યાથી તેણે પોતાના સંરક્ષણ નીચે મેળવ્યું હતું. એ પછી તેણે મત્સ્યેંદ્રનાથનું શિષ્યપદ ગ્રહણ કર્યું હતું. તિબેટી જનશ્રુતિના આધારે ગોરખનાથ એક બૌધ્ધ બાજીગર હતા અને એના બધા જ કાનફટા શિષ્યો મૂલે બૌધ્ધ હતા; પણ બારમી શતાબ્દીના અંતમાં સેન વંશનો નાશ થતાં તે શૈવમતમાં ભળી ગયા.
—એનસાઇક્લોપીડિયા ઓફ રિલીજીયન એન્ડ એથિક્સ ભાગ: ૬ પૃ. ૩૨૮ ના આધારે.

આ વિષે એક દંતકથા[x] પણ ચાલે છે. ગુરુ મત્સ્યેન્દ્રનાથ અયોધ્યાના "જયશ્રી" નામના નગરમાં પરિભ્રમણ અર્થે નીકળેલા. ત્યારે એક બ્રાહ્મણીના ઘરે ભિક્ષાર્થે ગયેલા. ત્યાં એમણે શેર માટીની ખોટ ધરાવતી બ્રાહ્મણીના દુઃખ નિવારણ માટે ભભૂત આપેલી. તે બ્રાહ્મણીએ અવિશ્વાસથી ભભૂતને ખાવાને બદલે ઉકરડામાં નાખેલી. આ વાતને બાર વર્ષ થયા હશે, ત્યારે મત્સ્યેંદ્રનાથ ફરીને એ સ્થળે બ્રાહ્મણીને ઘરે ગયા. પૃચ્છા કરતાં બાઇએ ઊકરડા પાસેના ખાડામાં ભભૂત નાખેલી જાણીને તે સ્થળે એ ગયા. અલખગાન કરીને બાર વર્ષના તેજસ્વી બાળકને પ્રાપ્ત કરી પોતાના શિષ્ય તરીકે મત્સ્યેંદ્રનાથે તેને ઊછેર્યો. આમ આ શિષ્ય તે ગોરખનાથ તરીકે પ્રસિધ્ધ થયા. આ દંતકથાને ઐતિહાસિક દૃષ્ટિએ ઘટાવતાં એમ સમજી શકાય કે ગોરખનાથ કોઈ અજાણ્યા માતા-પિતાનું સંતાન હતા.

---

x રાજસ્થાનમાંથી દંતકથા.ગોરખનાથના અનેક નામ આપે છે. જેમાં મુખ્ય "ગુગ્ગ" કે "ગુગ" છે. તેને જહરપીર પણ કહેવામાં આવે છે. કેમકે તે બાળપણમાં એક સર્પને ખાઇ ગયા હતા. ઉત્તર રાજસ્થાનના તે શાસક હોવાનું પણ કહેવાય છે. કારણ કે એવી હેસિયતથી તેમણે અનેક યુધ્ધો કર્યાં છે. એક જનશ્રુતિ પ્રમાણે પૃથ્વીરાજ ચૌહાણના તે સમકાલીન હતા. બીજી માન્યતા પ્રમાણે તે પોતાના ૪૫ પુત્રો અને ૬૦ ભત્રીજાઓ સાથે મુહમ્મદ ઘોરીની સાથે યુધ્ધ કરતાં માર્યાં ગયેલા.

— રિલીજીઅન એન્ડ ફોકલોર ઓફ નોર્ધન ઇન્ડિયા. —

— : ડબલ્યુ ક્રુક ૧૯૨૬:ના આધારે.

એક એવું અનુમાન પણ છે કે ગોરખનાથ લગભગ ઇ.સ. ૯૦૦ થી ૧૧૦૦ ઇ.સ. દરમ્યાનના કોઇ સમયાવધિમાં થયા હતા. આ માટેનું એ પ્રમાણ આપવામાં આવે છે કે નવનાથની શિષ્યપરંપરામાં મહારાષ્ટ્રીય સંત જ્ઞાનદેવ થયા છે, ઇ.સ. ૧૨૯૬ આસપાસ. આ "જ્ઞાનેશ્વરીગીતા"ના સુપ્રસિધ્ધ ગાયક જ્ઞાનદેવ ગોરખનાથના શિષ્ય ગૈનીનાથના શિષ્ય નિવૃત્તિનાથના શિષ્ય હતા.: ગોરખનાથ–ગૈનીનાથ–નિવૃત્તિનાથ–જ્ઞાનેશ્વર–આ ક્રમે: એટલે જ્ઞાનેશ્વરની પહેલાં લગભગ બસો થી અઢીસો વર્ષ પૂર્વે ગોરખનાથ થઇ ગયા હોય.[5]

આદિનાથને આદ્યનાથ તરીકે સૃષ્ટિસર્જક ગુરુ માનવામાં આવે છે. આ દૃષ્ટિએ એક વંશ વૃક્ષ નવનાથનું દર્શાવી શકાય.

---

૫. ગોરખના સમયનિર્ણય વિષે અન્ય હિંદી સાહિત્યના સંશોધકો આ પ્રમાણે નિર્ણય આપે છે:

૧. ડો. શહીદુલ્લા સંવત ૭૨૨ માને છે.

૨. રાહુલ સાંકૃત્યાયન સં. ૯૦૨ નિર્ધારિત કરે છે.

૩. ડો. મોહનસિંહ ૯મી થી ૧૦ મી સદીનો કહે છે.

૪. ડો. બડથ્વાલ સં. ૧૦૫૦ નિશ્ચિત કરે છે.

૫. ડો. રામકુમાર વર્મા ૧૩મી સદીનો મધ્યભાગ હોવાનું પુરવાર કરે છે.

એનસાઇક્લોપીડિયા બ્રિટાનિકા પૃ: ૩૨૮–૩૩૦ના આધાર પરથી ડો. વર્મા ગોરખનો સમય અનુમાને છે: ગોરખનાથકે કાલનિર્ણયમેં યહ ભી કહા જાતા હૈ કિ ગોરખનાથકે એક શિષ્યકા નામ ધર્મદાસ થા। ઉસને ચૌદહવીં શતાબ્દીમેં કનફટે પંથકા પ્રચાર કચ્છમેં કિયા। યદિ ધર્મનાથકા કાલ ચૌદહવીં શતાબ્દીકા મધ્યભાગ માના જા સકતા હૈ। ઇસ સાક્ષ્ય સે ભી ગોરખનાથ તેરહવી શતાબ્દી કે મધ્યમેં હુએ।

–હિન્દી સાહિત્યકા આલોચનાત્મક ઇતિહાસ પૃ: ૧૦૭

કચ્છમાં ધર્મનાથને ધોરમનાથ તરીકે ઓળખે છે. અને ધીણોધર ડુંગર પાસે એમણે આશ્રમ સ્થાપી તપ કરેલું. ત્યાં આશ્રમ–મઠ ઊભો કર્યો—જાગીર મળી. કારણ રાજાએ એના પરચા જોયા. એના શિષ્યો કાનફટા હજી પણ ત્યાં છે.




હિંદી સાહિત્યના ઇતિહાસકાર સ્વ. પંડિત રામચંદ્ર શુક્લ, નાથ સંપ્રદાયનું પ્રભવસ્થાન બૌધ્ધોની વજ્રયાન શાખામાં ગણે છે. સિધ્ધોની ચોરાસી સંખ્યામાં નવનાથનો સમાવેશ વજ્રયાન – સહજયાન આદિ બૌધ્ધ ધર્મમાંથી ઉદ્ભવેલા પંથો કરે છે. આમ સ્પષ્ટ છે કે નાથપંથ પર વજ્રયાન ને સહજયાન સંપ્રદાયની છાયા છે.[૬] ગુરુપૂજા અને "સંધ્યાભાષા" તરીકે જાણીતી થયેલી અવળવાણી નાથપંથમાં ઉપરના સંપ્રદાયોની –

---

૬. યદિ નાથ લોગ સિધ્ધોકે દિખાયે માર્ગ કો હી અપના સાધન ચુન લેતે તો ઉનકો કોઇ ભી મહત્ત્વ ન મિલતા

—"નાથ સંપ્રદાય"—શ્રી પૂર્ણગિરિ ગોસ્વામી

:સરસ્વતી, ભાગ ૪૭ ખંડ ૧, સંખ્યા ૨ પૃ: ૧૦૧:

એક મત એવો પણ છે કે વજ્રયાનના નગ્નરૂપ સાથે ગોરખનાથનો કંઇ
સંબંધ નથી. પણ સહજયાનની વિચારધારાનો કેટલેક અંશે પ્રભાવ પડયો
હતો. વિશેષ તેમને યોગ પરંપરાના સાધક માનવામાં આવે છે. તેમનો
દાર્શનિક મત શંકરાચાર્યથી પ્રભાવિત ગણવામાં આવ્યો છે. ગમે તેમ
પણ તેમને બૌધ્ધમતના કોઇ સંપ્રદાયમાં સંપૂર્ણપણે બેસાડી શકાય તેમ નથી.

–અસર રૂપે નજરે પડે છે. હઠયોગની સાધના અને એ નિમિત્તે યૌગિક – પરિભાષા એ જ રીતે નાથપંથના સાહિત્યમાં સ્થાન પામેલી છે. આમ વિકસતા જતા ધર્મપંથોમાં મંત્રયાન – વજ્રયાન – સહજયાન – નાથપંથની સાધના અભ્યાસપાત્ર છે.

આમ ચોર્યાશી સિધ્ધો બૌધ્ધ હતા. એ બધા તંત્રવિદ્યાના જાણકાર હતા. અનાત્મવાદી સિધ્ધો જીવનની, સંસારની અસારતાના સિધ્ધાંતને અપનાવે છે. એ રીતે નવનાથ પણ અર્ધ–બૌધ્ધ અને અર્ધયોગી જેવા હતા. સિધ્ધો અને નાથોની જીવનદૃષ્ટિમાં શૂન્યવાદ અને તપઃપ્રક્રિયા લગભગ સમાન જ છે. સિધ્ધો–નાથોની સાધનાનો નિર્ગુણોપાસક સંતો પણ સ્વીકાર કરે છે. બૌધ્ધોની કરુણા – મુદિતાની ભાવનાથી તો – સગુણવાદીઓ પણ પ્રભાવિત થયા છે. આ રીતે અનાત્મવાદ એ મૌનવાદ કે રહસ્યવાદનું સ્વરૂપ બની રહે છે.

શાક્તમતનો પ્રભાવ પણ મત્સ્યેંદ્રનાથ દ્વારા નાથપંથોમાં – ઝીલાયો છે.[૭] "કૌલજ્ઞાન–નિર્ણય" આની સાક્ષી પૂરે છે. એમાં મત્સ્યેંદ્રનાથ–નો સંબંધ યોગિનીકૌલ સાથે સાંકળવામાં આવ્યો છે. એક હકીકત નિર્વિવાદ છે કે શાક્તપ્રણાલિકાઓનો પરામર્શ સિધ્ધ–નાથ–સંત સાહિત્ય પર અચૂક છે. નાદ, બિંદુ, પંચમકાર લગભગ સમાન અર્થમાં શૈવ, શાક્ત, સિધ્ધ, નાથ અને નિર્ગુણ ભક્તો વાપરે છે. વળી જાતિપાંતિનો અભેદ પણ એટલો જ તેમણે વ્યક્ત કર્યો છે.

પરમતત્વના અર્થમાં શૂન્ય શબ્દ નાથપદાવલીમાં પ્રયોજાતો હોય છે.

બસતી ન શૂન્યમ્, શૂન્યમ્ ન બસ્તી, અગમ અગોચર ઐસા.
અગમ અગોચર ઐસા.

---

૭. अस्माकं मते
શક્તિઃ સૃષ્ટિં કરોતિ,
શિવઃ પાલનં કરોતિ,
કાલઃ સંહરતિ,
નાથો મુક્તિ દદાતિ
—ગોરક્ષ સિધ્ધાન્ત સંગ્રહ.

ગોરખબાનીમાં આ રીતે શૂન્યની વ્યાખ્યા થઇ છે. હઠયોગની દાર્શનિક પરંપરાનો જાણે અહીં પડઘો પડયો છે. નાદતત્ત્વ સાથે શૂન્ય સંકળાયેલું છે.

શૂન્યવાદીઓ જે રૂપે ઇશ્વરની ભાવના સેવે છે એ રીતે નાથપંથીઓને પણ સ્વીકાર્ય છે. એક મત એવો છે કે વજ્રયાનમાંથી આ શૂન્યને તેમણે સ્વીકાર્યું છે. પાછળથી "શૂન્યને કબીરે "સહસ્રદલકમલ" કહ્યું. ત્યાં અનાહતનાદની સૃષ્ટિ વિસ્તરે છે, અને ઇશ્વરની જ્યોતિનું દર્શન થાય છે. આ શૂન્યવાદનો ઇતિહાસ સ્વ. ક્ષિતિમોહન સેન "દાદૂ"માં આપે છે:

મહાયાનની સાધનામાં શૂન્યનું મહત્ત્વ અનેક પ્રકારે સુખ અને ઐશ્વર્યસભર ચેતનાના તત્ત્વદર્શનરૂપે સંવર્ધિત થયું છે. આ પછી બૌદ્ધ ધર્મના મધ્યકાળમાં બૌદ્ધધર્મ વધુ ને વધુ શૂન્યથી સંબદ્ધ થાય છે. વજ્રયાનના યોગ અને આચારમતાવલંબીઓએ તો શૂન્યવાદ જ આગળ વધારીને વિશ્વના મૂલ-તત્ત્વરૂપ ગણી લીધો. પછી તો શૂન્યને છોડીને સંસારમાં દેવ-દેવતાઓનું પણ કશું અસ્તિત્વ ન રહ્યું! શૂન્યથી અતિરિક્ત સર્વ માયારૂપ જ રહ્યું. આ શૂન્યે ક્રમે ક્રમે અલખ નિરંજન બની નાથપંથ, નિરંજનપંથ આદિ મતોમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરી લીધું. ગોરખનાથ આદિ યોગીઓના ચિંતનમાં એને વિશેષ ને વિશેષ સ્થાન મળતું ગયું. ઔઘડ-પંથ આદિ બારપંથીઓમાં શૂન્યવાદનું સ્થાન ઘણુંજ ગૌરવપૂર્ણ છે. ચોર્યાશી સિદ્ધોના ઉપદેશોમાં એક માત્ર શૂન્યની જ ગુણગાથાનો વિસ્તાર છે.[૮]

ગોરખનાથે શૂન્ય શબ્દ અનેક સ્થળે વાપર્યો છે. એનો અર્થ નાથસાહિત્યમાં પરમતત્ત્વ, નાદ, પરમજ્ઞાન, પરમસ્વભાવ, બ્રહ્મરંધ્ર, દશમ દ્વાર,

---

૮. સરખાવો: શ્રી ક્ષિતિમોહન સેન "દાદૂ" પાનું ૧૭૬, વિશ્વભારતી ગ્રંથાલય, કલકત્તા.

સરખાવો: શ્રી ક્ષિતિમોહન સેન, 'મધ્યયુગની સાધનાધારા', પરિશિષ્ટ: ૨. પૃ. ૮૭ થી ૧૦૮ અનુ. જયંતીલાલ આચાર્ય, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ ઇ.સ. ૧૯૫૬

—કે મધ્યમપથ તથા સહસ્રાર "ચક્ર" ગગનમંડલ અને શિવલોક એવો થાય છે. આ પ્રકારના શૂન્યવાદનો ગોરખનાથે પ્રચાર કર્યો ને એ માટે એણે — હઠયોગને મહત્ત્વ આપ્યું.[૯] ૧૪મી શતાબ્દીમાં એનો પ્રચાર ભારતમાં થઇ ચૂક્યો.

"ગોરખ સિધ્ધાંતસંગ્રહ"માં નિરંજન સ્વરૂપનો સાક્ષાત્કાર જ પરમલક્ષ્ય છે. નાદાનુસંધાન પછી ચિત્ત નિર્લિપ્ત એવી માયાવિનિર્મુક્ત અવસ્થા પામે છે જે અવસ્થા ધીમે ધીમે નિરંજનરૂપમાં વિલીન થઇ જાય છે. સિધ્ધો પણ નિરંજન સ્વરૂપમાં શૂન્યાવસ્થાનો અનુભવ પ્રમાણે છે, સ્વીકારે છે:

હઉં જગ, હઉં બુધ્ધ, હઉં નિરંજન

આ રીતે તિલોપાદ અને કાન્હપા જેવા સિધ્ધોની જેમ નાથવાદીઓ પણ નિરંજનને ગણે છે. એક માન્યતા એવી પણ છે કે નિરંજની સંપ્રદાય તરીકે અસ્તિત્વમાં આવેલો ધર્મપંથ એ નાથસંપ્રદાયનો જ વિકાસરૂપ જ છે. એવી જ રીતે પાશુપત શૈવ મત પણ વિકાસ પામીને નાથ સંપ્રદાયના રૂપમાં પરિવર્તિત થયો છે. એટલે નાથ જ શિવના અર્થમાં પણ જાણીતા થાય છે.

સવિશેષ નાથપંથના પુરસ્કર્તા મત્સ્યેન્દ્રનાથ છે પણ એનો સૈધ્ધાન્તિક વિસ્તાર અને સુધારો કરનાર ગોરખનાથ છે. પ્રતિપ્રાંતમાં એનો ડંકો વાગતો. આમ તે એક પ્રભાવશાળી સંઘટનકર્તા પ્રણેતા છે. યોગ દ્વારા અમુક રસાયનથી નાથયોગીઓ કાયાપલટ[૧૦] કરે છે એ રસાયણની શોધનો ઉલ્લેખ પતંજલિ નોંધે છે. એથી પતંજલિના કાળની પૂર્વે પણ નાથપંથ હતો એમ લાગે છે. આવું અજરઅમર ઔષધ શોધીને એનાથી

૯. ડૉ. રામકુમાર વર્મા "હિન્દી સાહિત્યકા આલોચનાત્મક ઇતિહાસ" પૃ. ૧૦૯.

૧૦. રસાયન સિધ્ધિ: સાસ ઉસાસ બાઇ કૌ ભખિબા, રોકિ લેહુ નવ દ્વારમ।
છટ્ઠૈ છમાસિ કાયા પલટિબા, તબ ઉનમની જોગ અપારમ।
ગોરખબાની પૃ. ૧૯

–દૈહિક અમરત્વ નાથયોગીઓ પામ્યા છે; જેમાંનો નવનાથ મુખ્ય છે. એ રીતે ગોરખનાથ અમર બન્યા છે.[11] લોકમાન્યતા પણ છે કે હજુ ગોરખ મછંદરના બેસણાં ગિરનાર પર અને હિમાલયમાં છે.

ગોરખનાથ[12] પહેલાં વજ્રયાની સિદ્ધ હતા ને પછી શૈવ થઇ ગયેલા. નેપાળમાં આને લગતી દંતકથા પણ છે. કદાચ વજ્રયાન પર શૈવસિદ્ધાન્ત અને સાધનાપ્રણાલિકાનો પ્રભાવ પડ્યો હોય. એને પરિણામે વજ્રનાથી સંપ્રદાય વિકસિત થયાનું કહેવાય છે. આને લગતો એક ઉલ્લેખ "દોહાકોષ"માં સરહપા કરે છે:

"જત વિચિત્તહિ વિસ્ફુરઇ, તત્ત વિ ણાહ સરૂઅ."

જેનું ચિત્ત વિસ્ફુરિત થઇ ગયું છે તેને સરહપા નાથસ્વરૂપ કલ્પે છે. પણ આ પ્રમાણમાં આંશિક તથ્ય છે. શૈવો અને બૌદ્ધોમાં યોગપરક તાન્ત્રિક આદાનપ્રદાન મુખ્ય કારણ છે.

---

૧૧. બરસવૈ દિન કાયા પલટિબા, યૂં કોઇ બિરલા જોગી—ગોરખબાની પૃ. ૬૫.

૧૨. ગોરખનાથની રચનાઓથી એવો સૂર નીકળતો નથી કે ગોરખનાથ પહેલાં પોતે બૌદ્ધ હતા અને પછી શૈવ થયા. —જુઓ: ડો. કોમલસિંહ —સોલંકી "નાથપંથ ઔર નિર્ગુણ સંતકાવ્ય" પૃ. ૧૦૫.

બીજો મત વિદ્વાનોનો એવો છે કે નાથપંથ શૈવ સંપ્રદાયની જ એક શાખા છે. જુઓ: ડો. હિરણ્મય – 'હિંદી ઔર કન્નડમેં ભક્તિ આન્દોલન કા તુલનાત્મક અધ્યયન.' પૃ. ૪૬.

વાસ્તવમાં ગોરખનાથ દ્વારા પ્રવર્તિત નાથપંથ એક યોગમાર્ગ હતો. ડો. હજારીપ્રસાદ દ્વિવેદી જણાવે છે કે ગોરક્ષનાથે યોગમાર્ગને એક બહુ જ વ્યવસ્થિત રૂપ આપ્યું.

—ડો. કોમલસિંહ સોલંકી એજન પૃ: ૧૦૫.

આટલું તો સર્વસંમત છે કે એમણે નેપાળના મહાયાન બૌદ્ધમતનું શૈવમતમાં પરિવર્તન કર્યું હતું. —સરખાવો—ડો. હજારીપ્રસાદ દ્વિવેદી, "નાથસંપ્રદાય", પૃ: ૪૨.

ડો. હજારીપ્રસાદ "નાથસંપ્રદાય"માં નોંધે છે : ગોરખનાથે – "શૈવ–પ્રત્યભિજ્ઞાદર્શન"ને આધારે અત્યંત વિસ્તૃત પ્રમાણમાં કાયાયોગના સાધનોને વ્યવસ્થિત કર્યાં. એ દિવસોમાં ખૂબ જ પ્રચલિત એવી વજ્રયાની તાંત્રિક સાધનાના પારિભાષિક શબ્દોના સાંસારિક અર્થોને પારમાર્થિક રૂપ આપવામાં આવ્યું અને આ રીતે બ્રાહ્મણ વિરોધી સાધનામાર્ગ – સુસંસ્કૃત બન્યો. એ સાધનામાર્ગની રૂઢિવિરોધી પરંપરા તો સ્થિર થઇ, પણ એના અન્ય વામાચારોનો બહિષ્કાર કરવામાં આવ્યો. આ સંબંધમાં જે દંતકથાઓ પ્રચલિત છે એનાથી પ્રતીત થાય છે કે ગુરુ મત્સ્યેંદ્રનાથ અને શિષ્ય ગોરખનાથમાં કંઇક મતભેદ હતો અને ગોરખનાથ વામમાર્ગી – મૈથુનપરક ગુહ્ય સાધનાઓનો પૂર્ણ બહિષ્કાર કરવાના મતના હતા.

---

(ફૂટનોટ નં:૧૨ ચાલુ)

જ્ઞાનેશ્વર પણ નાથપંથી યોગી હતા. તેમના મતે એમની ગુરુ પરંપરા આ પ્રમાણે હતી: ૧. આદિનાથ ૨. મત્સ્યેન્દ્રનાથ ૩. ગોરખનાથ ૫. નિવૃત્તિનાથ અને ૬. જ્ઞાનેશ્વર. – આ પરંપરા જ્ઞાનેશ્વરે પોતાના "અમૃતાનુભવ" અને "જ્ઞાનેશ્વરી" નામના ગ્રંથોમાં આપી છે.

ડો. પીતામ્બર બડથ્વાલ, "યોગપ્રવાહ" પૃ. ૫૫.

"શ્રી જ્ઞાનેશ્વરી ચરિત્ર " લેખક પં લક્ષ્મણ રામચન્દ્ર પૈંગારકર. –

હિન્દી અનુવાદ શ્રી – ગર્દે :

પૃ: ૪૦માં જ્ઞાનનાથની ગુરુ પરંપરા નીચે પ્રમાણે છે:

આદિનાથ



અહીં ડો. હજારીપ્રસાદના વિધાનો સર્વ સ્વીકાર્ય બને તેવાં લાગે છે. ગોરખનાથે કામરુ દેશમાં સ્ત્રી-માયા-માં ફસાયેલા ગુરુને છોડાવ્યા હતા. એ દંતકથા પાછળની ઉક્તિ "ચેત-મછંદરા ગોરખ આયા" જાણીતી છે. આ રીતે બન્યું એમાં શિષ્ય ગોરખનાથ સંયમનો દૃઢાગ્રહી અને હઠયોગનો આગ્રહી સિદ્ધપુરુષ છે, એ નિર્વિવાદ છે. તેમણે કાયાયોગના સાધનોમાં આસન, બંધ, પ્રાણાયામ, પ્રત્યાહાર, સમાધિ પર ભાર મૂક્યો; અને શૈવદર્શનોને આધારે છ ચક્ર, સોળ આધાર, બે લક્ષ્ય ને પાંચ વ્યોમનું નિયમન પણ દર્શાવ્યું છે. આમ આ દર્શન ગોરખનાથની નાથપંથી – આત્માનુભૂતિનું નિદર્શન છે. છે. કેટલાક શિષ્યોએ પોતાને ગોરખપંથી તરીકે ઓળખાવવામાં એથી જ ગૌરવ અનુભવ્યું, અને ગોરખપંથ પણ – પ્રવર્તમાન કર્યો.

ગોરખનાથ સંસ્કૃત ગ્રંથોથી નાથસાહિત્યને સમૃદ્ધ કરે છે : "અમનસ્ક" "અમરૌઘ" "શાસન" "ગોરક્ષશતક" "ગોરખસંહિતા" "યોગમાર્તંડ" "યોગબીજ" "વિવેકમાર્તંડ" "હઠસંહિતા" અને "સિદ્ધસિદ્ધાંતપદ્ધતિ" જેવી ગોરખનાથની લગભગ ચાલીસ જેટલી કૃતિઓ પ્રાપ્ય છે.

નાથપંથની બાર શાખાઓ ગોરખનાથના શૈવસિદ્ધાંતને આધારે ૧૮ સંપ્રદાયમાં શિષ્યોએ વિભક્ત કરી છે, અને એ રીતે એમણે શૈવ ને નાથપંથના કલહો મિટાવી દીધા. કેટલાક બાર શાખાઓમાંના નાથયોગીઓને બારહપંથી યોગી તરીકે પણ ઓળખે છે.

ગોરખનાથની નાની મોટી ચાલીસ રચનાઓનું હિંદીમાં સંપાદન પીતાંબરદત્ત બડથ્વાલે કર્યું છે. "ગોરખબાની"[13] માં ૧. સબદી. ૨. પદ ૩. સિષ્યા દરસન. ૪. પ્રાણ સંકલી. ૫. નરવૈ બોધ. ૬. આત્મબોધ. ૭. અભૈમાત્રા યોગ. ૮. પન્દ્રહ તિથિ. ૯. સપ્તવાર. ૧૦. મછીંદ્રગોરખબોધ.

---

૧૩. ગોરખબાની: જોગેસુરી બાની, ભાગ ૧: પ્રકાશક હિન્દી સાહિત્ય સંમેલન, પ્રયાગ. વિ. સં. ૧૯૯૯ – પ્રથમ સંસ્કરણ.

૧૧. રોમાવલી ૧૨. જ્ઞાન-તિલક. ૧૩. જ્ઞાનચોંતીસા ૧૪. પંચમાત્રા. ૧૫. ગોરખ-ગણેશ ગોષ્ઠી ૧૬. ગોરખ-દત્ત ગોષ્ઠી ૧૭. મહાદેવ ગોરખ ગુષ્ટ. ૧૮. શિષ્ટ પુરાણ ૧૯. દયાબોધ. ૨૦. જાતિ ભૌરાવલિ ૨૧. સાતવાર નવગ્રહ ૨૨. નવરાત્ર ૨૩. અષ્ટ પારછ્યા. ૨૪. રહરાસ. ૨૫. જ્ઞાનમાલા. ૨૬. આત્મબોધ ૨૭. વ્રત. ૨૮. નિરંજન પુરાણ. ૨૯. ગોરખ વચન. ૩૦. ઇન્દ્રી દેવતા ૩૧. મૂલ ગર્ભાવલી ૩૨. ખાણીવાણી ૩૩. ગોરખશત. ૩૪. અષ્ટમુદ્રા. ૩૫. ચોવીસ સિદ્ધિ. ૩૬. ષડક્ષરી. ૩૭. પંચ અગ્નિ. ૩૮. અષ્ટચક્ર. ૩૯. અવલિ સિલૂક. ૪૦. કાફિર બોધ.

—— આમાંની પ્રથમ ચૌદ રચનાઓને સંપાદક પ્રમાણિક માને છે, બાકીનીને અન્ય રચયિતાઓનું સર્જન ગણે છે. તો પણ આમાંથી ગોરખકૃત કેટલુંક હશે એ ચાલીસ રચનાઓના સૂક્ષ્મ અવલોકનથી લાગે છે.[૧૪] આમાંનાં કેટલાંક પદો તો કબીર દાદુ અને નાનકનાં નામ પર પણ હોઇ એવી છે. આવાં પદો કબીર, દાદુ, નાનકનાં ગણવાં કે ગોરખનાથનાં ગણવાં એ પ્રશ્ન રહે છે. વળી એમાંનું કેટલુંક તો વળી માત્ર લોકોક્તિના રૂપે જળવાયેલું છે; કેટલાકમાં પણ અશ્લિલ તત્ત્વ હોતાં "જોગીડા" તરીકે પ્રખ્યાત થયાં છે.

હઠયોગની પરિભાષા યોગ-સાધનાનું ઉગ્રસ્વરૂપ બતાવતી કઠક બ્રહ્મચર્ય સાધના, સહજસાધુત્વનું જીવન, કામ-ક્રોધાદિ મન મત્સરનું વર્ણન, ગુરુમહિમાનું પરમબ્રહ્મૈક્ય તત્ત્વ, શૂન્ય અવસ્થાના પ્રતીકો, ષડંગયોગરૂપે આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ દશાનાં અનુભૂત્યાત્મક વર્ણનો, આત્મબોધ, સહજજ્ઞાન, માયાસર્પિણીનાં રૂપકો, યોગીનું આનંદસ્વરૂપ,

---

૧૪. મિશ્રબન્ધુ વિનોદ, પ્રથમ ભાગ, પૃષ્ઠ ૨૪૧, પ્રમાણે તો ગોરખનાથના દસ ગ્રંથ જ પ્રમાણિક છે: "ગોરખબોધ", દત્ત-ગોરખસંવાદ", "ગોરખજીકે પદ", "ગોરખજી કે સ્ફૂટ ગ્રંથ", "જ્ઞાનસિદ્ધાંત યોગ" "જ્ઞાનતિલક", — "યોગેશ્વરી સાખી", "નરવૈ બોધ", "વિરાટ પુરાણ", અને "ગોરખસાર".

–આત્મદર્શનની લગની, વૈરાગ્યની જ્ઞાનમાર્ગી શાશ્વત ચિત્તસ્થિતિ, મન–પ્રાણ–હૃદય–બુદ્ધિ અને આત્માના ધર્મો, ઇત્યાદિ વિષયવ્યાપન પ્રકટાવતાં વિશિષ્ટ તત્ત્વો ગોરખબાનીની રચનાઓનું પ્રધાન અંગ છે. શંકરાચાર્ય પછી ગોરખનાથ થઇ ગયા એમ ગણીએ તો લોકહૃદયની ચિરંતન વિભૂતિઓમાં ગોરખનું અનોખું સ્થાન છે. તેણે લોકહૈયાની કોરી કિતાબ પર તત્ત્વજ્ઞાની પદ્યબાનીનું અક્ષરાત્મક લયવિધાન કર્યું છે. જેના પરિણામે પ્રાંતેપ્રાંતમાં ગોરખબાની લોકબોલીના શબ્દરૂપોમાં વહેતી થઇ. હિંદી, બંગાળી, મરાઠી, ગુજરાતી, આદિ ભાષામાં ગોરખબાની મળે છે. પ્રત્યેક પ્રાંતને ગોરખનાં ભજનો છે. એટલે ગોરખ ને એનાં ભજનો કોઇ પણ પ્રાંતની ભાષા-બોલીને પરાયાં લાગતાં નથી. અલબત્ત, ગોરખનાથે સૌ પ્રથમ કઇ ભાષામાં એ ગાયાં હશે એનું પ્રમાણ મળતું નથી. ગુજરાતી પ્રજાના ગ્રામવિસ્તારને ગોરખનાં ભજનો પરાયાં નથી. ગુજરાતી પ્રજાના યોગમાર્ગની પ્રબોધેલી અને ગુરુમહિમા જે ગોરખનાથે ગાઇ છે એનો અણસાર ગુજરાતમાં ગુંજતાં એનાં ભજનો પરથી કળી શકાય છે.[૧૫]

---

૧૫. ગોરખનાથી સંપ્રદાયનાં પદો – ગોપીચંદ, મત્સ્યેંદ્ર, જાલંધર, ગોપીચંદની માતા, વગેરે વિષેનાં બારમા સૈકાના લગભગ કે બહુ તો અગિયારમાં સૈકા લગી જાય છે. "ચર્યાપદ"માં કર્તા લેખે અને કર્તાના ગુરુ લેખે આવતાં કેટલાંક નામોનો ઇતિહાસે ટિબેટના વાઙ્મય અને બૌદ્ધ તંત્રોના સાહિત્યના ઇતિહાસ ઉપરથી ડો. બી. પી. ભટ્ટાચાર્યે નક્કી કર્યો છે તે પ્રમાણે એ મઠાધીશો, તાંત્રીકો અને નાથ સંપ્રદાયની શાખાઓમાં થયેલાં મહાપુરુષો વધારે પ્રાચીન છે; પરંતુ એમણે મૂળ લખેલાં પદો એમના શિષ્યોમાં ઉતરતાં ગયાં તેમ પેઢીએ પેઢીએ ભાષાના ફેરફાર સાથે ફરતાં ગયાં અને જે રૂપમાં આપણને મળી આવ્યાં છે તે રૂપમાં જે ભાષા જોવામાં આવે છે, તેનો સમય બારમા સૈકાથી બહુ જૂનો નહિ, એ નિર્ણય જ શાસ્ત્રીય જણાય છે ભાષા પ્રવાહી રૂપમાં છે.

ગુરુ જ સર્વ કલ્યાણનું ધામ છે. સાચો અવધૂત જ ગુરુ-પદનો અધિકાર છે. જેનાં વચનોમાં વેદ છે, પદમાં તીર્થ છે, દૃષ્ટિ માત્રમાં મોક્ષ છે. એ અવધૂત "ગુરુ" ત્યાગ ને ભોગથી પર છે. આવી "ગોરખ સિધ્ધાન્ત સંગ્રહમાંની ભાવના સાથે આ સરખાવવા જેવું છે:

કોઇ બતાવો નર ન્યારા, ગુરુ અમને
　　કોઇ બતાવો પથ ન્યારા રે જી,
પાણીબી સરભંગી, પવન બી સરભંગી
　　સરભંગી જમીન આસરમાના રે જી,
ચાંદો બી સરભંગી; સુરજ બી સરભંગી
　　સરભંગી નવલખ તારા રે જી.
માતા બી સરભંગી, પિતા બી સરભંગી,
　　સરભંગી દેવ ને દુવારા રે જી.
"મછંદર" પરતાપે જતિ ગોરખ બોલ્યા,
　　મેં સરભંગી દાના તેરા રે જી.

— આવા સરભંગીનો મહિમા ગુરુ અવધૂત તરીકે છે.

---

ત્યાં લગી એક બે સૈકામાં તેમાં ઘણો ઘણો ફેર પડી જ જાય છે. નરસિંહ અને મીરાંની કૃતિઓ આપણને મૂલ ભાષામાં નથી જ મળી એ આપણને વધારે જાણીતો દાખલો આજ પ્રકારનો છે. ગોપીચંદને લગતાં આપણે ત્યાં હજુ ચાલતાં પદો મૂલ બંગાલથી અને નર્મદા પર્યટન કરનારી તેમ જ્યોતિર્લિંગની જાત્રાઓ કરનારી બાવાઓની જમાતો દ્વારા આવેલાં એમ જણાય છે.

બ. ક. ઠાકોર, 'પ્રવેશકો' ગુચ્છ બીજો, પૃ. ૧૨૨.

પ્રકરણ: ૭મું પરિશિષ્ટ : ૧

નાથપંથીઓની સાધના પધ્ધતિ નીચે પ્રમાણે છે.

